# દારૂ સામે લડાઇ

(૧) પશ્ચિમના સંસર્ગને પ્રતાપે હિંદુસ્તાનમાં દારૂની બદી કેટલાક વખતથી વધવા માંડી છે. પશ્ચિમના સંસ્કૃતિ–સુધારા અને દારૂને જાણે ગાઢ સંબંધ હોય તેવું ખોટી રીતે આપણા દેશનો અમુક વર્ગ માનતો થઇ ગયો છે. અને તેનું માઠું પરિણામ દિન પ્રતિદિન વધતું જાય

છે. ગોરા તો દારૂ પીવે જ એવી માન્યતા જડ ઘાલી ગઈ છે. અને તેમનું અનુકરણ કરનારા, પશ્ચિમનાં લોકો સારા માટે દારૂ પીતાં હશે તેવો દાખલો આપી આ બદીમાં ફસાતા જાય છે.

આપણો દેશ પશ્ચિમના સંસર્ગમાં આવ્યો તે પહેલાં અહીં દારૂનો વપરાશ મુદ્દલ ન હતો એમ કહેવાનો આશય નથી; પરંતુ એ તો ચોક્કસ જ છે કે પશ્ચિમના સંસર્ગમાં આવવાથી આ બૂરી ચીજનો અહીં વપરાશ કૂદકે ને ભૂસકે વધી ગયો છે. અને તેનું કેવું માઠું પરિણામ આવ્યું છે તે સમજુ માણસોથી અજાણ્યું નથી. આ દેશમાં કરોડો રૂપિયાનો દારૂ વપરાતો ગયો છે. તે નીચેના સરકારી આંકડા ઉપરથી જણાશે:

## સરકારી આંકડા—હિંદમાં વપરાતો દારૂ

| | | | | |
|---|---|---|---|---|
| ૧૯૨૬-૨૭ } | ૬૦૫૦૫૯૭ | ગેલન | દેશી દારૂ. | એક ગેલન ૯ રતલનો થાય છે. |
| ૧૯૨૭-૨૮ } | ૬૧૩૧૪૦૩ | ,, | ,, | |

૧૯૨૮-૨૯ } ૫૮૭૦૮૫૩ ગેલન દેશી દારૂ.
(બરમાના બાકી છે)

## વિલાયતી દારૂ

૧૯૨૭-૨૮ } ૬૦૫૦૫૯૩ ગેલન વિલાયતી દારૂ

## સરકાર આબકારી ખાતામાંથી કરતી ઉપજ

૧૯૨૬-૨૭ } રૂ. ૨૧½ કરોડ આશરે
૧૯૨૭-૨૮ } રૂ. ૨૨ કરોડ ,,
૧૯૨૮-૨૯ } રૂ. ૨૨ ,, ,,

મુંબાઇ ઇલાકામાં સરકારને જે પ્રાંતિક આવક મળે છે તેના ૨૫ ટકા તો આબકારીની જ ઉપજ છે.

દારૂની બદી સામાજિક, આર્થિક ને નૈતિક દૃષ્ટિએ ખરાબ છે અને માનવ જાતિ સમસ્તને આ કટ્ટા દુશ્મન સામે લડવાનું છે. પશ્ચિમના દેશોમાં પણ આની સામે લડાઈ શરૂ છે અને મદ્યનિષેધ મંડળો સ્થપાયાં છે, જેમાંનાં ઘણાનો ઉદ્દેશ તો દારૂની સદંતર બંધી કરવાનો છે. દારૂ તથા અફીણ, ગાંજો, ભાંગ ઇત્યાદિ માદક પદાર્થોએ માનવ જાતિ ઉપર જે કેર ગુજાર્યો છે તેવો તો બીજા કોઈએ પણ ગુજાર્યો નથી.

કાદવના ગારાની દારૂની બદીની સાથે સરખામણી કરી શકાય. ગારામાં ખૂંચતો માણસ ઉંડો ઉતરતો જાય છે તેમ દારૂની લતમાં ફસાયલો માનવી દિન પ્રતિદિન વધુ ને વધુ એ લતમાં ફસાતો જાય છે. દારૂડીઓ દારૂ પીતી વખતે એમ સમજે છે કે તે સ્વર્ગીય આનંદ અનુભવે છે; પરંતુ દારૂ પીવાથી ખરૂં જોતાં કંઈ પણ આનંદ નથી. દારૂ પીવાથી માણસ પોતાની જાતને, કુટુંબને અને દેશને દુઃખી કરે છે. મદ્યાર્ક એ એક જાતનું ઝેર છે; સમજીને કોઈપણ માણસ ઝેર પીવે નહિ. દારૂનો અર્ક ઝેર છે એ તમામ વિજ્ઞાનશાસ્ત્રી-

ઓએ સાબિત કર્યું છે. અને તેથી માણસ થોડો પણ દારૂ પીએ તો તેટલા પ્રમાણમાં તે તેના શરીરમાં આ અર્કરૂપે ઝેર દાખલ કરે છે.

દારૂ ઉત્તેજક પદાર્થ છે એમ ઘણાં લોકો માને છે. મોટા દાકતરો અને વિજ્ઞાનશાસ્ત્રીઓની તપાસને અંતે જણાયું છે કે દારૂ ઉત્તેજીત કરતો નથી. જે ઉત્તેજક પદાર્થો પોષણ આપનારા હોય તે જ શરીરને લાભ કરે છે. જ્યારે દારૂમાં એવું કશું પૌષ્ટિક તત્ત્વ નથી, અને તેથી તેના કહેવાતા ઉત્તેજનથી શરીરને પરિણામે નુકશાન થાય છે.

દારૂથી ખાવાનું સારી રીતે પચે છે એવી કેટલાકની માન્યતા છે. પરંતુ આ જૂઠાણું દારૂ વેચનારાઓએ પોતાનો માલ ખપાવવા શોધી કાઢયું છે, એવું દાક્તરોએ તથા વિજ્ઞાનશાસ્ત્રીઓએ પૂરવાર કર્યું છે. કોઇ પણ માણસ માંદો પડયો હોય અને પથારીવશ હોય છે ત્યારે તેની ચામડી છોલાય નહિ, અને ઘસાય નહિ તે માટે દાક્તરો દારૂ મસળવાનું કહે છે. દારૂના આ બહારના વપરાશનું પરિણામ તો દરેક માણસ જોઇ શકે છે. ચામડી ઉપર

દારૂ ઘસવાથી ચામડી જાડી અને બરછટ થાય છે તે સર્વ કોઇ જાણે છે. માણસના પેટનાં આંતરડાં તથા શરીરની અંદરના સ્નાયુઓ એટલા મુલાયમ છે કે તે ઉપર કોઇ પણ જાતનો નકામો બોજો નાંખવામાં આવે તો તે તેમનું કામ કરી શકે નહિ. જો દારૂની અસર બહારની ચામડી ઉપર આવી થતી હોય તો શરીરની અંદરના નાજુક ભાગોમાં કેવી બૂરી થતી હશે તે વિચારી જોવું ઘટે છે. આંતરડાં તથા પેટ દારૂ પીવાને લીધે બગડવા માંડે છે. માણસે મૃત્યુને નોતરવું હોય તો જ દારૂ પીવો.

માણસ મુર્છા પામ્યો હોય અગર તો પાણીમાં ડૂબી ગયો હોય અગર તો શરદી થઇ હોય તેને દારૂ પાવાથી ફાયદો થાય છે તેવી માન્યતા પણ ભૂલભરેલી છે. મુર્છા પામેલા માણસને એમોનીયા અગર તો ડુંગળી સુંઘાડવાથી એ ભાનમાં આવે છે. શરીરમાં શરદી વ્યાપી હોય તેને તુલસી ને ફોદીનાની ચા અગર સામાન્ય ચા અગર કોફી આપવાથી વધારે ફાયદો થાય છે.

ન્યુમોનીઆ અને સુવાવડના કામમાં દારૂનો વપરાશ અહીંના દાક્તરો ઘણો સૂચવે છે; પરંતુ પશ્ચિમના વિદ્વાન દાક્તરોએ અખતરા કરી પૂરવાર કર્યું છે કે ન્યુમોનીઆમાં દારૂ આપવો એ ઝેર આપી નબળા માણસના હૃદય ઉપર વધારે બોજો મૂકી તેને જલદી મૃત્યુશરણ કરવા જેવું છે. સુવાવડી બાઇની સ્થિતિ પણ બાળકના જન્મ પછી નબળી હોય છે. દારૂ ઉત્તેજન અને કૌવત આપશે એવી માન્યતાથી તેને દારૂ આપવામાં આવે છે તે આફતકારક છે. દારૂનો અર્ક ઝેર છે અને તેની વહેલી અગર મોડી અસર થયા વગર રહેતી નથી. સુવાવડ દરમિયાન આપણાં અનુભવી માણસો રાબડી વગેરે ઉત્તેજક પદાર્થો આપતાં, તેનો ઉપયોગ ફરી શરૂ કરવો જોઇએ.

દારૂના વેપારીઓએ જનસમાજને આડે રસ્તે દોરવવા દારૂ પાચક તથા ઉત્તેજક છે એમ બતાવવા જાહેરખબરો દ્વારા ખૂબ પ્રચાર કર્યો છે; પરંતુ નીચેના આંકડાથી જણાશે કે કહેવાતા પાચક દવાદારૂમાં કેટલા પ્રમાણમાં ઝેર દેવામાં આવે છે!

| દારૂનું નામ | સેંકડે કેટલા ટકા અર્કરૂપી ઝેર |
|---|---|
| બીર | ૪ થી ૫ ટકા |
| સાઇડર અને પેરી | ૫ થી ૧૦ ,, |
| પોર્ટ વાઇન | ૧૬ થી ૧૮ ,, |
| ક્લેરેટ | ૮ થી ૧૧ ,, |
| રોમોન | ૮ થી ૧૧ ,, |
| શેરી અને મદેરા | ૧૩ થી ૧૮ ,, |
| જીન | ૩૧ ,, |
| વ્હીસ્કી | ૪૪ થી ૫૦ ,, |
| બ્રાંડી | ૪૫ થી ૫૬ ,, |

| | | |
|---|---|---|
| જેનો પેપથેન | ૨૦ | ,, |
| વીન કારનાસ | ૧૯½ | ,, |

માણુસને દવા નિમિત્તે ઝેરની જરૂર નથી. ઝેર શરીરને કૌવત આપી શકે જ નહિ. આ ઉપરથી સ્પષ્ટ જોઇ શકાશે કે દારૂ શરીરનો તો દુશ્મન જ છે. ઉપરાંત દારૂ મનનો પણ દુશ્મન છે. દારૂડીઆનું મગજ હમેશાં નિર્બળ હોય છે. દારૂડીઓ એકસરખી રીતે વાત કરી શકતો નથી. તેનામાં હિંમત, ધીરજ કે સત્ય હોતું નથી. વળી ખરૂંખોટું પારખવાની શક્તિ પણ તેની બ્હેર મારી જાય છે, સ્મરણુશક્તિ કમી થાય છે અને કંઇપણ ચીજનું દારૂડીઆને ભાન રહેતું નથી. ગમે તેવી ગંદી-ગલીચ જગ્યાઓમાં દારૂડીઓ દારૂ પીને પડેલો આપણે જોઇએ છીએ. તેનાથી વળી બીજા દાખલાની શી જરૂર છે?

દારૂ પીનાર કહે છે કે હું દારૂ પીઉં તેમાં બીજાને શું છે? દારૂડીઓ કાંઇ જૂદો રહેતો નથી કે એનું ગામ પણ જૂદું નથી. દારૂડીઓ જનસમાજને નુકસાન કરે છે ને તેના કુટુંબનો

તે કટ્ટો દુશ્મન છે. પૈસાની પાયમાલી કરી જે માણસોનું પોષણ કરવાની તેની ધાર્મિક તથા સામાજીક ફરજ છે તે ન બજાવતાં તેના કુટુંબના માણસોને મારપીટ કરી કેટલો કેર વર્તાવે છે તે સૌ કોઇ જાણે છે. આ તો તેના કુટુંબની જ વાત થઇ. પણ દારૂડીઓ અને તેનું કુટુંબ કંઇ જૂદા વસતા નથી. દારૂ પીને આવેલાં માણસો પડોશમાં કેટલું ધીંગાણું કરે છે તે તો જે બિચારાઓને અનુભવ થયો હોય છે તેજ જાણે છે!

આ ઉપરાંત દારૂડીઓ તેના ગામને તથા દેશને પણ નુકશાન કરે છે. દારૂડીઆને લઇને ટંટોતોફાન વધુ થાય છે. મારામારી વધે એટલે પોલીસનું તથા મેજીસ્ટ્રેટ વગેરેનું ખર્ચ તો રૈયત ઉપર જ પડે છે. એટલે દારૂથી સમસ્ત પ્રજા ઉપર કરનો બોજો પણ વધે છે.

દારૂડીઓ માણસ નોકર તરીકે પણ ખરાબ છે. દારૂ પીને બેઠેલો મોટર અગર એંજીન હાંકનારો અગર તો કારખાનામાં કામ કરનારો માણસ કેટલા ભયંકર અકસ્માતો કરે છે તે જગ-

જાહેર છે. આ ઉપરથી જણાશે કે દારૂડીઓ પોતાની જાતને જ નહિ પણ કુટુંબ, ગામ અને દેશ સમસ્તને માટે ભાર અને ભયરૂપ છે.

સઘળા ધર્મો પોકારી પોકારીને કહે છે કે દારૂની બદી એક ઉંડો ખાડો છે અને તેમાંથી સર્વેએ બચવું જ જોઇએ. કોઇ પણ ધર્મ દારૂને ઉત્તેજન આપતો નથી; દરેક ધર્મ દારૂ પીવાની સખ્ત મના કરે છે.

દારૂની બદીને લીધે પ્રજાઓ નિરૂદ્યમી થાય છે અને ધીરે ધીરે નાશ પામે છે.

ઇશ્વર કૃપાથી આપણા સમજુ વર્ગને આ બદી દૂર કરવા હરેક યત્ન કરવો તેવી ઇચ્છા થઇ છે. યુરોપ, અમેરિકા આદિ દેશોમાંથી ક્રિશ્ચયન પાદરીઓ આવી ધર્મ અર્થે કેટલાં લોકોને બચાવે છે. શું આપણે દેશબંધુઓ એમનો દાખલો લઇને આપણા આડે માર્ગે ગએલા ભાઇઓને સારે રસ્તે ન લાવીએ? લાવવાનો પુરૂષાર્થ ન કરીએ?

આગળ આપેલા આંકડાઓ ઉપરથી જણાશે કે કરોડો રૂપિયાની પેદાશ સરકાર પ્રજાને વ્યસની

બનાવીને કરી રહી છે. આ તો સરકારની આવક છે, પણ પ્રજાને કેટલું નુકશાન છે તે પ્રજાને માલુમ પડવું જોઇએ, કે જ્યારે એક ચીજ ઉપરની કરની આવક કરોડોની હોય ત્યારે તેની કિંમત તેના કરતાં ઘણી જ વધારે હોય. દારૂ તથા વ્યસનોની ચીજોની કિંમત આપણે એક અબજ રૂપિયાની ઓછામાં ઓછી ગણીએ તોપણ એટલી રકમ તો દેશના બરબાદીમાં જ ગયેલી ગણાય. આ એક જ અબજ રૂપિયા ખર્ચી આપણે દુર્દશા, ભૂખમરો, ગુન્હાઓ અને અનેક દુઃખો લાખો કુંટુબોમાં આમંત્રી રહ્યા છીએ. દરેક શહેરી આજથી નિશ્ચય કરે કે આ દુઃખો તથા બરબાદી સામે લડવાનો માર્ગ એક જ છે અને તે દારૂ તથા વ્યસનોની બંધી. અને તે કરવા માટે દરેક સાચા માનવીએ બધું કરી છૂટવું જોઇએ.

દરેકે દરેક સમજુ માણસની મનુષ્ય તરીકે ફરજ છે કે તેની જાણમાં આ બદીમાં કોઇ અભાગી ભાઇ ફસેલો હોય તેને બચાવવો.

આ કામ કેવી રીતે કરવું ?

૧ દારૂના પીઠા પાસે ચોકી કરી, દારૂ પીવા આવનાર ભાઇને દારૂના ગેરફાયદા બતાવી સમજાવવા. આ તો સૌથી ઉત્તમ રસ્તો છે.

૨ તે ભવિષ્યમાં દારૂ નહીં પીએ તેવી પ્રતિજ્ઞા લેવરાવવી.

૩ જે કોમોમાં દારૂની બદી પ્રચલિત હોય તે તે કોમોમાં તે તે કોમ મારફત દારૂ પીવાની બંધી કરાવવી.

૪ જે લતાઓમાં દારૂની બદીમાં ફસાયેલાં લોકો રહેતાં હોય ત્યાં જઈ ભાષણ અને બીજાં સાધનો દ્વારા દારૂથી થતી બરબાદીનો ખ્યાલ આપવો.

## દારૂથી થતું નુકશાન

૧ દારૂ શરીરને ગરમી આપતો નથી; પણ સ્નાયુ અને હ્રદયને નબળાં પાડે છે.

૨ દારૂડીઓ ક્ષય રોગનો ભોગ થાય છે.

૩ વ્યસની માણસ ભાગ્યેજ તંદુરસ્તી ભોગવે છે; તે દુઃખી અને કંગાલ બને છે.

૪ દારૂ પીવાથી માણસના કુટુંબ અને દેશ પર ખરાબ અસર થાય છે.

૫ દારૂથી આખી પ્રજાને નુકશાન થાય છે.

૬ દારૂથી કરનો બોજો વધે છે.

૭ દારૂને અંગે વારંવાર ભયંકર અકસ્માત બને છે.

૮ દારૂડીઆના આખા કુંટુંબને પોતાનો બધો વખત દુઃખ અને વિપત્તિમાં ગાળવો પડે છે.

૯ દારૂ ધર્મ અને નીતિને હણે છે.

૧૦ દારૂથી શરીર, પૈસો, મન, કુંટુંબ, દેશ તમામને નુકશાન થાય છે.

# દારૂની બુરી લત

૧ દારૂ મનુષ્ય જાતિનો કટ્ટો શત્રુ છે.

૨ દારૂ તંદુરસ્તી, પૈસા અને સુખની બરબાદી કરે છે.

૩ દારૂ ઉત્તેજીત કરતો નથી, પણ જ્ઞાનતંતુઓ તથા હૃદયને નબળાં કરે છે.

૪ ભયંકર રોગો તથા અકસ્માતો માટે દારૂ જવાબદાર છે.

૫ દારૂડીઓ શરીરથી તથા મનથી નિર્બળ પ્રાણી છે.

૬ દારૂડીઓ પોતાની જાતનો, કુટુંબનો અને દેશનો દુશ્મન છે.

૭ દારૂથી દેશની પ્રજા પર કરના બોજા વધે છે.

૮ દરેક શહેરીની ફરજ છે કે દારૂની બંધી માટે દરેક યત્ન કરે.

૯ કોઇ પણ ધર્મ દારૂને ઉત્તેજન આપતો નથી. દરેક ધર્મમાં દારૂની સખ્ત મના કરવામાં આવી છે.

૧૦ તમારી તંદુરસ્તી, લક્ષ્મી, સુખ અને દેશ તથા કુટુંબની ખાતર દારૂ પીશો નહિ.

પીકેટીંગ મંડળ માટે લખનાર

**રામપ્રસાદ નંદરાય દેસાઇ વકીલ**

